સ્વતંત્રતાને સમાનતા, સ્વરાજ્યનો મહામંત્ર,
હૃદય સાથ જી રાખજે, ગુજરાતો મંત્ર.



વંદેમાતરમ્.

# ગુજરાત

## કીર્તન.

ભાગ ૧ લો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**કેશવલાલ ગોકળદાસ શાહ,**
રૂપા સુરચંદની પોળ, અમદાવાદ.

આવૃત્તિ પહેલી] સંવત ૧૯૭૮. [પ્રત ૪૦૦૦

કીંમત ચાર આનો.

 બે બોલ. 



આજે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ નાનકડું પુસ્તક વાંચકોને અર્પણ કરીએ છીએ. સ્વદેશભાવનાને પ્રેરનારી તથા સમાજ જીવનની ઉત્તમ ગઝલો ગુર્જર વાંચકોને સસ્તી કીંમતે મળે એજ અમારો ઉદ્દેશ છે. આ કાર્યમાં મદદ કરનાર ભાઈશ્રી નંદસુખલાલ સરૈયાનો અમે અત્રે ઉપકાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે આપ અમારા આ કાર્યને વધાવી લેશો.

રૂપા સુરચંદની પોળ
અમદાવાદ.
તા૦ ૨૯-૧-૨૨.

લી૦ સેવક,
કેશવલાલ ગોકળદાસ શાહ.

# ગુજરાત કીર્તન.



## સત્ય પ્રતિજ્ઞા.

આવે અચાનક આપદાને
'સર્વ રીત સહન કરો.
અધિકારીઓના જુલ્મથી
બાપુ તમે કદી ના ડરો.
વિશ્વાસ સત્યપરે ધર્યો
તેને વિસરશો નહિ કદા.
કદી થાય ટુકડા તન તણા પણ
અડગ નિશ્ચય રો' સદા
સાધન સહુ પ્રતિકુળ થતાં
હારો નહિ હિંમત કદા.
વાસો વસ્યો સૌ હૃદય પ્રભુને
શાન્તિ દેશે સર્વદા.

## ભારતકી હાલત.

બતલાદે બૂઢે ભારત, અબ કયા હે હાલ તેરા;
કયોં હો રહા હે એસા, ચેહરા નિઢાલ તેરા.
મુદત તલક રહાતૂ, મહબુબ રૂણુ આલમ;
થા દિલ ફરેબ એહદ, હુસનો જમાલ તેરા.
શૈદાથી તુઝપે દિલસે. ચોરપકી જુમલા કોમે;
બેચન કર રહાથા, સબકો ખ્યાલ તેરા,
દુનિયામેં કોનસા હે, મશહુર મુલક એસા;
જાતા નહી જહાં થા, લદ લદકે માલ તેરા
જીસકી વજ હશો થાતૂ, મશહૂર કુલ જહાંમે;
કિસને મિટા દિયા વહ, કસબો કમાલ તેરા
ડાકુ લૂટેરે આકર, હેકર ગયે સરાસર;
દસ્તે સિતમસે જાલીમ, ઘર પાચ માલ તેરા,
હાલતકો દેખ તેરી, છાતી ફટે હે મેરી
દીલકો દુખા રહા હે રંજો મમાલ તેરા,
સંતાન તેરી જબતક, હોગી ન તેરી રક્ષક;
સાલીગન દૂર હોગા, હરગીઝ જવાબ તેરા.

---

# દુખીઆને દુખની શી પરવા.

## ગઝલ.

સર ફરોશી કી તમન્ના અબ હમારે દિલમે હય,
દેખના હે જોર કીતના બાજુએ કાતિલમે હય;
રહરેવે રાહે મહોબત રહે ન જાના રાહમે,
લજ્જતે શહેરાન-વર્દી દુર યે મંઝીલમે હય;
આજ ફિર મકતલમેં કાતિલ કહ રહા હે બાર બાર,
કયા તમન્નાએ શહાદત ભી કીસીકે દિલમે હય;
અય શહીદે મુલ્કો મિલ્લત મે તેરી ઉપર નિસાર,
અબ તેરી હિમ્મતકા ચર્ચા ગેરકી મહફીલમે હય,
વકત આને દે તુઝે બતલાયગે અય આસમા !
હમ અભીસે કયા બતા દે કયા હમારા દિલમે હય,
અબ ન પહેલે વલવલે હે ઓર ન અરમાનોંકી ભીડ;
સિરફ મિટ જાનેકી યક હસરત દિલે બિસ્મિલમે હે ;

---

# કોને પરણશો ?

## લાલા લજપતરાયઃ

### ( કુંવારા પુરૂષોને )

કાંતી શકે છે કે નહી,
પહેલી પરીક્ષા એ કરી,
જો ન્હોય આવડતુંજ તો,
પરણો નહીં તે છોકરી !
કાંતે મજાનું હાથથી,
ઉમંગ ઉત્સાહે ભરી,
પહેરેજ ખાદી પંડપર,
પરણો પછી તે છોકરી !
બીજું બધું છો આવડે,
કાંતી ન જાણે જે જરી,
એ એક ખામી હોય તો,
પરણો નહીં તે છોકરી !
સ્વદેશના ભકતો સહુ,
પ્ર"પંચ"ને અળગા કરી,
આ નીયમ નીશ્ચય સાચવી,
પરણો પછી તે છોકરી !

હીંદી પંચ.

# સત્યાગ્રહી વિરોને !

પ્રિતે તમારાં પ્રેમનાં !
અહીં આદર્યાં પૂજન અમે.
સાચા શુરા સત્યાગ્રહી.
આજે પધારો મન્દિરે.
શમશેર ભાલા બંદુકોને,
તોપ ગોળા બોંબના;
સત્યાગ્રહીને એ નથી,
સાધન કશ્યાં એ કામના.
સત્યાગ્રહી શસ્ત્રાગ્રહીનો
મેળ ખાવાનો નથી.
સત્યાગ્રહી ખમશે દુ:ખો
આવી પડે જે ઉપરે;
સ્વરાજ્ય સાચું પ્રાપ્ત કરતાં
મરણથી તે ના ડરે.
પોલીસ ગુપ્ત સી. આઈ. ડી !
કદી ખોટી રીતે જો નડે;

સત્યાગ્રહી સાચો કદીએ
હાથ ઉંચા નવ કરે.
કદી જેલમાં રાખે ભલે
પગ હસ્તમાં બેડી જડે
ખોરાક પુરો ના મળે પણ,
નહિ લઢે એ નહિ લઢે.
એવા મહાત્મા ગાંધીજીના
આદર્શ પૂજન અમે
સાચા ! શુરા સત્યાગ્રહી.
આજે પધારો મન્દિરે.

---

### કર્મ યુગ.

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશપર અરૂ* જાતિ પર હંસ હંસ† કે મરના શીખલો,
મારનેકા નામ મત લો પહેલે મરના શીખલો;
મીસ્લે‡ આયર્લેંડ દબ કર$ ફિર ઉભરના§ શીખલો
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખ સિંધુસે;
તૈરકર£ તો રકત સાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા દેંગે સકલ સંસાર કો ક્ષણ માત્ર મેં;
દેશદુ'ખ કી આગ મેં પર પહેલે જલના શીખલો.
જેલયાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણ–જન્મ સ્થાનમેં· નિર્ભય વિચરના શીખલો.
દેખના હૈં દશ્ય ભારત વર્ષ મેં યદિ સ્વર્ગ કા,
દેશકા તો પ્રાણ પનસે× દુઃખ હરના શીખલો.

* અને † હસતાં હસતાં ‡ પેઠે. $ દબાઈ જઈને.
§ ઉભાં થતાં. £ તરીને · કારાગૃહ–કેદખાનું. ×જીગરથી.

## સ્વરાજ્ય વિણ સુખ નહિ મળે



વિત્યાં વિગત સત એકને, પચ્ચીસ ઉપર કંઇ થયાં
પણ દિન વળ્યો નહિ દેશનો હુન્નર રસાતળમાં ગયાં!
ભાષણ કરી થાકયા અમે તોયે ન દુઃખડાં અમ ટળે!
લઇશું અમે સ્વરાજ્ય તે વિણ સુખ અમને નહિ મળે!
સત્યાગ્રહી બની દેશી વસ્તુ વાપરીશું પ્રેમથી
જાડી કરૂપી હોય તેને ચાહીશું નીત્ય પ્રેમથી
કાણો, કુડો કે બોબડો પણ પુત્ર તે વારસ ઠરે,
લઇશું અમે સ્વરાજ્ય તે વિણ, સુખ અમને નહિ મળે!
સાચા હશે સંતાન ભારતનાં, કદી તે નહી ડગે
તપ આદરીને દેહ ગાળી નાંખશે ઉભે પગે
નહિ તુટશે લીધી પ્રતિજ્ઞા દુઃખ સહીશું મન બળે
લઇશું અમે સ્વરાજ્ય તે વિણ સુખ અમને નહી મળે
ઓ આર્ય બહુ લો પ્રતિજ્ઞા દેશી વસ્તુ વાપરો
કારીગરો ભુખે મરે તેને દયા ઉરમાં ધરો,
ગયું તેજ પાછું મેળવો, બળથી નહિ મળશે કળે
લઇશું અમે સ્વરાજ્ય તે વિણ, સુખ અમને નહિ મળે

## હવે જયકાર દેશીનો

બધે આ હિંદમાં ગાજે હવે જયકાર દેશીનો
કરો સહુ જોરથી આજે બધે વિસ્તાર દેશીનો
વિદેશી વસ્તુને ત્યાગો કદીના ગ્રાહ્ય છે તમને
વધાવો બંધુઓ હાવાં બધે સત્કાર દેશીનો
જરા ના રૂપને મ્હોશો વધારે ગુણને જોશો
ખરી એ દેશ સેવાનો ગ્રહો ઉર સાર દેશીનો
વિદેશી માલ માયાથી નશોભાશો ન ભૂલાશો
ઉચિત છે હિંદને કાજે કરો જયકાર દેશીનો
ઘણા ભૂખથી મરે ભાઈ દયા તેની દિલે લાવો
કરો દશ દિશામાં આજે બધે વિસ્તાર દેશીનો
વિદેશે જાય છે લક્ષ્મી બધી પર ધર્મને હાથે
તમે અટકાવવા કાજે ધરો આધાર દેશીનો
અડકતા ના વિદેશીને દીઓ ફેંકી ઘરોમાંથી
કરો જય માતૃ ભૂમીનો ભરો ભંડાર દેશીનો

---

## જોઈએ છે.

# ગુણુવંતી ગુજરાત ગીત

ગુણુવંતી ગુજરાત, અમારી ગુણુવંતી ગુજરાત !
નમીયે નમીયે માત ! અમારી ગુણુવંતી ગુજરાત !
મોંઘેરા તુજ મણિ મંડપમાં ઝુકી રહ્યાં અમ શીશ;
માત મીઠી ! તુજ ચરણુ પડીને
માગીએ શુભ આશિષ ! અમારી ગુણુવંતી ગુજરાત
મીઠી મનોહર વાડી આ તારી, નંદનવન શી અમોલ !
રસ પુલડા વીણુતાં વીણુતાં, ત્યાં કરીયે નિત્ય કલ્લોલ !
અમારી ગુણુવંતી ગુજરાત.
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણુ કરીયે જાત !
અમારી ગુણુવંતી ગુજરાત !
ઉંડા અઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવન માંય !
દેશ પ્રદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાંય !
અમારી ગુણુવંતી ગુજરાત !
સર સરિતા રસભર અમી ઝરણુાં રત્નાકર ભરપૂર !
પુણ્ય ભૂમિ પૂળ પુલ ઝઝુમી ! માત ! રમે અમ ઉર !
અમારી ગુણુવંતી ગુજરાત !
(અપૂર્ણુ.)

# અમારો આવતો ભાગ બીજો.

જરૂર વાંચો!　　જરૂર વાંચો!!

---

જાણીતાં લેખક અરદેશર ફરામજી ખબરદાર તથા વસન્ત વિનોદની કલમથી લખાયલો ઉત્તમ ગઝલોનો ભંડાર આપવામાં આવશે. દર રવીવારે નવિન ગઝલોમાં ભરપુર અને પુર ભપકાદાર ભાગ આપવામાં આવે છે.

લખો.

કેશવલાલ ગોકળદાસ શાહ.

રૂપા સુરચંદની પોળ.

અમદાવાદ.

સુરત બરાનપુરી ભાગોળ પર આવેલા શ્રી 'અંબિકા વિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.